# ચા પીઓ છો કે લોહી ?

પ્રકાશક,

ડાહ્યાભાઇ બાબરભાઇ પટેલ.

રત્ન દિપક—નડીઆદ.



પ્રત ૫૦૦૦. તૃતીયાવૃત્તિ.

શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કસ લીમીટેડમાં

કનૈયાલાલ મણીલાલ જાનીએ છાપ્યું.

રીચીરોડ—અમદાવાદ.

કિંમત એક પૈસો.

# ચ્હાનો પ્યાલો કે રક્તનો ?

મણિલાલે ઓફીસમાંથી આવતા ડાહીગવરીને કહ્યું કેમ:-આજે હજી કાંઇ ચ્હા બાનું ઠેકાણું નથી ?

ડાહીગવરી—કુવામાં પડી એ ચ્હા, મારે તો હવે એ ઘરમાંજ ન જોઇએ.

મણીલાલ—તે દિવસે આપણે કશામાં વાંચેલું કે ચ્હાથી શરીરને નુકશાન પહોંચે છે, પણ ટેવ પડી તેનું શું કરીએ ?

ડાહીગવરી—પણ શું લોહી પીવાની ટેવ ?

મણીલાલ—લોહી કેમ કરીને કહેવાય ?

ડાહીગવરી—તો લ્યો, વાંચો, આ આજેજ "વૈદ્યકલ્પદ્ર" માં આવેલો લેખ.

મણીલાલે તે લેખ વાંચ્યો તો નીચે પ્રમાણે હતો.

"કેમ ચ્હાથી ટેવાયેલા વાંચક ! આવે છે કાંઇ વિચાર ! ગાંધીજી સુચવે છે તેમ ઘઉંને ખુબ શેકી ખાંડીને કરેલું ચુરણ ચ્હાને બદલે વાપરી દેશી ખાંડ નાંખીને પીવાય તો ન ચાલે ? આ પણ એ ટેવ ન છોડી શકે તેને માટેજ છે. બાકી તો ઉનું પાણી અમસ્તુ પણ આંતરડાંને નબળાં પાડવાનું છે.

"ઓ હતભાગી હિન્દ ! તેં વિદેશીઓની નકલ કરવાની નબળી પ્રકૃતિની એટલી હદ ઓળંગી છે કે તેનો અટકાવ કરતાં, ઘણો વિલંબ લાગશે. વિદેશીઓની નીતિરીતિની નકલો કરવામાં સિર્વિય દેશી મગજો એટલી હદ ઉપર ગયાં છે કે તે સ્વાત્મા

ભિમાન, દેશાભિમાન, આત્મ ગૌરવ સર્વને છેક ભુલી ગયા છે.

" ચાહ જેવી એક ક્ષુદ્ર ચીજે આપણને નિર્લજ બનાવ્યા છે, તે ઝેરી છે અને કોઇ પણ રીતે ફાયદાકારક નથી એમ જાણ્યા છતાં આપણે હોંશે હોંસે તે પીએ છીએ; એટલુંજ નહી પણ આપણી બુદ્ધિહિનતાનું પ્રદર્શન એટલે સુધી ખુલ્લું કરીએ છીએ કે છેવટે તેને સ્વદેશી અને બહિષ્કારના મેળાવડાઓ અને મંડળીઓ જમાવે છે તે બન્ધુઓ પણ ત્યાં આ ચાહની "ટીપાર્ટી" આપે છે !

" જો ભારત વર્ષને ચાહનું વ્હેળુ (ભુત) ન વળગ્યું હોત તો વિદેશી ખાંડ આટલી બધી પ્રચલીત થાત નહીં. ખરૂં જોતાં ખાંડની મુખ્ય વપરાસ આ ડાકણી ચાહનેજ આભારી છે. એ રીતે ચાહે આપણાં ખોરસા ઉપર જબરો બોજો નાંખ્યો છે અને ધર્મથી વિમુખ કર્યા છે તે વાત સમજ્યા પછી ચાહને સ્વદેશી કહીને વધાવી લેવી. તે શું શરમ ભરેલું નથી ?

આટલેથીજ ચાહની ખરાબી પૂર્ણ થતી નથી, ચાહ હીંદુસ્તાનમાં પાકે છે એ વાત ખરી છે; પણ તેના ખેડુતો કોણ છે ? તે ચાહ કેવી રીતે પકવવામાં આવે છે ? કોના લોહીના ભોગે કોણ પૈસા મેળવે છે ? અને એવી રીતે થતા માતબર બગીચા વાળાઓની નીચતા કેટલી હદ સુધી પહોંચી છે, તેનો ચાહના વાપરનારાઓએ અને સ્વદેશી ચીજ તરીકે ચાહનાં વખાણ કરનાઓએ કદી વિચાર કર્યો છે ?

" મુસાફર " નામના માસિકનો સને ૧૯૦૬ ના સપટેમ્બરના અંકનો એક લેખ અમે તમને ભેટ કરીએ છીએ તે લેખ નીચે છે: -

" ચાહ બનાવવાના બગીચા આસામ નીલગિરી જેવા પ્રદેશોમાં ઘણા છે તે બગીચાના માલીકો લગભગ સઘળા અંગ્રેજ છે. આ ચાહ ઉગાડવા ઉછેરવાના અને તેને તૈયાર કરવાનાં કામ ઉપર જે મજુરો છે તે સઘળા હીંદી મજુરોજ છે. તે મજુરોની સખ્ત મહેનતવડે કરોડો રૂપીઆનો નફો મળે છે; પરંતુ જ્યારે એ ચાહ પાછળ મહેનત કરનાર કુલી-મજુરોની સ્થીતી ત્યાં જઇ જોવામાં આવે છે ત્યારે તેમની એટલી બધી દયા આવે છે કે આ મજુરો આવા દુઃખમાંથી ક્યારે છુટે? જીવતા જીવોને પૃથ્વી ઉપરજ નરકજ ચાહના ભોગવવાની હોય તો તે આ આસામના ચાહના બગીચાના મજુરોના નસીબમાંજ છે! આ મજુરોને હંમેશાં શરદીવાળી ને ગંદી જગ્યામાં રહેવું પડે છે, તેમને ખાવા માટે એવા ખરાબ ચોખા મળે છે કે તેમનું પેટ હમેશાં દુખ્યાજ કરે છે. આવુ હલકું અનાજ ખાવા છતાં તેઓને રોજ કેટલું કામ કરવું પડે છે તે તપાસીએ પુરૂષોને ૨૫૦ હાથ લાંબી અને ૧૬ હાથ પહોળી જમીન કોદાળીવડે ખોદવી પડે છે, સ્ત્રી મજુરોને ૧૬૦ હાથ લાંબી અને ૧૨ હાથ પહોળી જમીન નિત્ય ખોદવી પડે છે, ચાહના પાંદડાં તોડવાના હોય ત્યારે દરેકને દરરોજ ૧૨ રતલ પાંદડાં મેળવવા પડે છે. આટલીબધી મહેનત કરવાં છતાં મજુરોને પગાર શું મળે છે? પુરૂષોને દરમહીને પાંચ રૂપીઆ અને સ્ત્રીઓને ચાર રૂપીઆ ખોરાકના પૈસા આ પગારમાંથી કાપી લેવામાં આવે છે! દરરોજ આટલું કામ ગમે તેવા મજબુત મજુરથી થવું અશક્ય છે, છતાં તે તેમને ફરજીઆત કરવું પડે છે, ઘણા મજુરો આટલું કામ કરી શકતા નથી ત્યારે તેમને ચાબુક અને નેતરની સોટીઓથી નિર્દયપણે ફટકાવી કાઢવામાં આવે છે; એટલે સુધી કે તેમના શરીરમાંથી લોહી નીકળી ચામડી

રંગાઇ જાય તો પણ માર મારવાનું બંધ થતું નથી અને તેમને માટે નિશ્ચિત કરેલ શિક્ષા પુરી થતાં સુધી માર નિયત મારવાનું બંધ થતું નથી. આ તો મજુરોની નિત્યની શિક્ષા. છે ઓછું કામ કરવા માટે લગભગ દરેક મજુરને હંમેશાં માર પડે છેજ, આવી ભયંકર શિક્ષા કરવાનું કારણ એજ છે કે ફરીથી કોઇ ઓછું કામ કરે નહી. આ ભયંકર શિક્ષાથી કોઇ મજુર માંદો પડે છે તે વખતે એ માલીકો એમની કાળજી રાખતા હશે એમ ધારવામાં આવતું હોય તો તે વીષે એટલુંજ જાણવું બસ થશે કે એવા માંદા મજુરોને દવાખાનામાં લઇ જવામાં આવે છે અને તેમાંના ઘણાઓ ત્યાંજ રામ શરણ (મૃત્યુ પામે છે) થાય છે મજુરોને રહેવાની જગ્યા પણ શરદીવાળી હોવાથી તેમને વારંવાર તાવ આવે છે અને તેવે વખતે તેમને ક્વીનાઇન અને દુધવગરની સાબુચોખાની કાંજી સિવાય બીજુ કાંઇ આપવામાં આવતું નથી. તેમાથી જો ભાગ્ય હોય અને પુનઃ ગુલામગીરી તથા શિક્ષા નશીબમાં સરજાયલી હોય તોજ તે સાજો થઇ પાછો ધંધો વળગે છે, મંદવાડ, માર, શરદી અને ખોરાકની ખામીની અડચણને લીધે અશકત થએલ મજુરોને મંદવાડ દરમ્યાન પગાર મળતો નથી, જયારે પગાર મળે નહી, કામ થાય નહી, એટલે માર ખાઇને ખોરાક વિના તો તે અપવાસજ કરવાનો ? આવી કંગાલ સ્થિતિમાંથી મોત સિવાય કોઇ તેમને છોડાવનાર હોતુંજ નથી, આવી ગુલામગીરીમાંથી કોઈ મજુર નાસી જવાનો વિચાર કરે તો તેમ થઇ શકતું નથી પ્રત્યેક મજુર પાસે પાંચ વરસનું એગ્રીમેન્ટ (ખત) લખાવી લીધેલું હોય છે અને તે દરમ્યાન જયાં નાશી જાય ત્યાંથી તેને બાંધીને પકડી લાવવામાં આવે છે અને તેને પાછો

ઘાંચીની ઘાંણી કરતા ટ્રામના ઘોડા કરતાં કે મીલના મજુરો કરતાં વિશેષ કષ્ટ ભરેલા કામમાં જોડાવામાં આવે છે. દરેક મજુરના ફોટા (છબીઓ) લીધેલો હોય છે તેથી તેને ઓળખવામાં કે પકડી લાવવામાં મહેનત પડતી નથી. નાશી ગયેલ મજુરને મજુરોનો એજંટ સત્વર પકડી પાછો મોકલી આપે છે અને તે પછી તે બિચારાની દુર્દશાનું પુછવુંજ શું ? બગીચાવાળા મહાશયો પોતાના સામે ફરીયાદ કરનારા પોતાના મજુરોના પોતેજ જજ હોય છે; કેમકે તેમને થર્ડ કલાસ મેજીસ્ટ્રેટનો પાવર સરકારે આપેલો હોય છે. તેઓ સતાની સીમા ઓળંગવામાં મનસ્વીપણે વર્તે છે. હીંદી મજુરોની સ્વરૂપવાન સ્ત્રીઓને પણ કેટલીક વખત પોતાના પતિવ્રતની આહુતી આપવી પડે છે રાજી ખુશીથી તેમ નહી કરે તો તેને તેમ કરવાની જરૂર પડે કોન્ટ્રેકટમાંથી તેઓ છુટી શકતીજ નથી ધણી અને ધણીયાતીની ફારગતી હંમેશ માટેજ થાય છે. મુકાદમો હંમેશાં હાજરી રાખે છે તેથી સ્ત્રીઓને આડે માર્ગે ચડવું પડે છે. ચાહના પીનારા શેઠીઆઓ કહેશે કે આવી દુર્દશા ભોગવવી પડે ત્યારે ત્યાં જાય છે શું કરવા ? પરંતુ ખરી સ્થિતી એવી છે કે હિંદના કમબખ્ત કુલી એજન્ટો (મજુર મેળવી આપનાર માણસો] તેમને પ્રથમ ૪૦–૫૦ રૂપીઆના પગારની લાલચ આપી ભુલ થાપ ખવરાવે છે, અને તે બીચારા ગરીબ માણસો આશાને લીધે જાય છે પણ પાછળથી ઉંડી ખાડીમાં પડયા જેવું થાય છે,

ભાઇઓ ? દયા છે ? હૃદય છે ? બુદ્ધિ છે ! વિચારશકિત છે ? શરમ છે! તમારી જે ચાહને માટે હીંદીમજુરોને તમારા લાચાર અને દુઃખી ભાઇઓને મરણ શરણ થતાં સુધી ગુલામગીરીની હાડમારી

ભોગવવી પડે છે, જે ચાહને માટે તેમને શરદીવાળી ગંદી જમીનમાં હલકા ખોરાક ઉપર જીવન ગાળવું પડે છે. ચાહને માટે તમારા ભાઈઓને ચામડી ફાટી લોહીની ધારાઓ વરસતાં સુધી માર ખાવો પડે છે, પણ ચાહને માટે નિરાશ્રિત હિંદી બહેનોને પોતાના પતિવ્રતની આહુતિ આપવી પડે છે અને પ્રાણથી વહાલા પતિને હમેશને માટે બળાત્કારથી ફારગતી આપવી પડે છે, તે ભયંકર રાક્ષસી ચાહને મોહોટાઈથી મોટા ડોળની ખાતર સ્વદેશી ચીજ ગણીને તમારા પેટમાં રેડતાં હજીપણ તમને કમકમાટી આવતી નથી !! " મારે ઘેર રોજ દશ વખત ચા ઉકળે." "મને ચાહ વિના ચાલેજ નહી, ચાહ વિના મને ચાલતું નથી." વગેરે શરમ ભરેલા વાકયો, બોલતાં હજી પણ કાંઈ લાગણી ઉત્પન્ન થશે નહી ? શું તમો ચાહ પીઓ છો ? અમે તો કહીએ છીએ કે ચાહ નથી, પણ હિંદી મજુરોની ચામડી ફાટી જે લોહી નીકળે તે છે. શું ચાહના પ્યાલામાં તમે લોહી જેવો રંગ જોતા નથી ? અમે તો કહીએ છીએ કે તે ચાહ નથી પણ પતિવ્રતા સ્ત્રીઓનાં નષ્ટ થતા પતિવ્રતનાં અશ્રુ-બિંદુઓ છે. શું તમને ચાહદાનીના ઢાંકણા ઉપર એ બિન્દુઓ દેખાતા નથી? અમે તો કહીએ છીએ કે એ ચાહ નથી પણ નિર્દોષ માણસોની હાયવરાળ છે ! તમારા ચાહના ભરેલા પ્યાલામાંથી નીકળતી વરાળ તમને તે વાતનું ભાન કરાવતી નથી ? શું તમને ચાહ પીતી વખતે ગરીબ મજોરોના પીઠ ઉપર પડતા ચાબુકના મારનું હજી પણ સ્મરણ નહી થાય ?

મારા દેશી બંધવો !! ચાલો આપણે પ્રતિજ્ઞા કરીએ કે ધર્મ-ભ્રષ્ટ વિદેશી ખાંડની મોટી મા દેશીઓનું રકત, સતીના બાપ- બાળ-કોની ગાળ, ગરીબોની હાય-ચાહ અમે અમારી જીંદગીમાં કદી

પણ પીશું નહીં ! બીજાઓને પીતાં અટકાવી સ્વદેશસેવા બજાવવા યત્નો કરીશું. હૃદય વિનાના ગરજાઓનો ઘાણ કાઢી સાઠના સવા લાખ કરી બનેલા શેઠીઆઓની આગળ રડીને તેમને પગે પડીને, કાલાવાલા કરીને, સમજાવીને, કરગરીને, તેમનાં હાથથી થતાં આ પાપથી તેમને બચાવવા પ્રયત્ન કરીશું ઇશ્વર આવા કામમાં સહાયભુત થાઓ. ”

